# નેકાંતવાદની મર્યાદા

લેખ. પં૦ સુખલાલજી

૧૯૪૬ પ્રત ૫૦૦

પ્રકાશક –
એસ૦ જે૦ શાહ
માદલપુર–અમદાવાદ

વિજય મુદ્રણાલય,
મુદ્રક પટેલ પુરુષોત્તમ [illegible]
ફર્નાન્ડીઝ-પુલ નીચે -- અમદાવાદ

કિંમત બે આના પોસ્ટેજ બે પૈસા

# અનેકાંતવાદની મર્યાદા

પં૦ સુખલાલજી
અધ્યાપક ગુજરાત વિદ્યાપીઠ

---

## જૈન ધર્મનું મૂળ શું ?

કોઇ પણ વિશિષ્ટ દર્શન હોય કે કોઇ પણ ધર્મપંથ હોય એ રે ના મૂળ પ્રવર્તક પુરુષ ની એક ખાસ દૃષ્ટિ હોય છે ન૦ ત૦ શંકરાચાર્યની પોતાના મતનિરૂપણમાની અદ્વૈત દૃષ્ટિ' અને ભગવાન બુદ્ધની પોતાના ધર્મપંથપ્રવર્તનમાં મધ્યમ પ્રતિપદાદૃષ્ટિ' જૈન દર્શન પણ ભારતીય દર્શનોમા એક વિશિષ્ટ દર્શન છે અને તે સાથે એ એક ધર્મપંથ પણ છે, તેથી તેના મૂળ પ્રવર્તક પુરુષની ખાસ દૃષ્ટિ તેના મૂળમા હોવી જોઇએ અને તે છે પણ એ દૃષ્ટિ જ 'અનેકાંતદૃષ્ટિ કહેવાય છે તાત્ત્વિક જૈન વિચારણા અથવા તો આચાર વ્યવહાર એ ગમે તે હોય, પરંતુ એ દરેક અનેકાંતદૃષ્ટિ પર ગ્યાયેલા છે અને તેના પર જ આખી વિચારધારા અવલંબે છે અનેક પ્રકારના વિચાર અને આચારોમા જૈન વિચાર અને આચાર કયા છે, તેની રચના કેવી રીતે થઇ છે આદિનો નિશ્ચય કરવાની અને તેની પરીક્ષા કરવાની એક જ કસોટી એ 'અનેકાંતદૃષ્ટિ' છે

## અનેકાંતનો વિકાસ અને તેનું શ્રેય

જૈન દર્શનનું આધુનિક સ્વરૂપ ભગવાન મહાવીરની પશ્ચાત્‌નું ફલ છે તેથી સામાન્યત એમ સમજી શકાય કે જૈન દર્શનની આધારભૂત અનેકાંતદૃષ્ટિ ભ૦ મહાવીર દ્વારા જ સહેત વહેવા સ્થિર વા ઉત્પન્ન ગયેલ હોવી જોઇએ પરંતુ વિચારના વિકાસક્રમનું ચિંતન કરવાથી સાફ માલુમ પડે છે કે અને તદૃષ્ટિનું મૂલ ભ૦ મહાવીરથી પણ જૂનું છે એ બરાબર છે કે અનેકાંતદૃષ્ટિનું જે સ્વરૂપ આજે વ્યવસ્થિત અને વિકસિત રૂપે મળે છે તે સ્વરૂપ ભ૦ મહાવીરના પૂર્વવર્તી કોઇ જૈન યા જૈનેતર સાહિત્યમાં લભ્ય નથી તો પણ ભ૦ મહાવીરના પૂર્વવર્તી વૈદિક સાહિત્યમાં અને તેમના સમકાલીન બાદ્ધ સાહિત્યમાં પણ અનેકાંતદૃષ્ટિગર્ભિત છૂટા છવાયા વિચાર ઓછાવત્તા મળે છે તે સિવાય ભ૦ મહાવીરના પૂર્વવર્તી ભ૦ પાર્શ્વનાથ પણ થયા છે જેમના વિચાર તેમના પોતાના અસલ શબ્દોમાં આજે મળતા નથી તોપણ તેમણે અને તદૃષ્ટિનું સ્વરૂપ સ્થિર કરવામાં અને તેને વિકસાવવામાં કાઇને કાઇ ફાળો જરૂર આપ્યો છે એમ માલુમ પડે છે આમ હોવા છતા પણ ઉપલબ્ધ સાહિત્યનો ઇતિહાસ સ્પષ્ટ રૂપમાં એમ કહે છે કે ૨૫૦૦ વર્ષના ભારતીય સાહિત્યમાં અનેકાંતદૃષ્ટિની જે થોડી ઘણી પણ અસર છે અથવા ખાસ કરીને જૈન વાઙ્મયમાં અનેકાંતદૃષ્ટિની શરૂઆત થઇ તેમાં ક્રમશ જે વિકાસ થયો અને જેને બીજા સમકાલીન દાર્શનિક વિદ્વાનોએ પોતપોતાના ગ્રંથોમાં કોઇને

કોઈ રૂપે સ્વીકાર્યો છે તેનુ શ્રેય તો ભ૦ મહાવીરને જ છે કારણુ એ છે કે આપણે આજે જોઈ શકીએ છીએ કે જૈન પ્રાચીનતમ ગ્રંથોમા અનેકાંતદષ્ટિની વિચારધારા જે રૂપમા મળે છે તેવા સ્પષ્ટ રૂપમા બીજા કોઈ પ્રાચીન ગ્રંથોમા તે મળી શકતી નથી

નાલંદાના પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્યાપીઠના આચાર્ય શાંતરક્ષિત પોતાના 'તત્ત્વસંગ્રહ' ગ્રંથમા અનેકાંતવાદની પરીક્ષા કરતા કહે છે કે વિપ્ર–મીમાંસક, નિર્ગ્રંથ–જૈન અને કાપિલ –સાંખ્ય એ ત્રણેના અનેકાંતવાદનુ સમાનરૂપે ખંડન થાય છે' એ વાતથી એમ જણાય છે કે સાતમી, આઠમી સદીના બૌદ્ધ આદિ વિદ્વાન અનેકાંતવાદને માત્ર જૈન દર્શનનો જ વાદ નહોતા સમજતા પરંતુ તેઓ માનતા હતા કે મીમાંસક જૈન અને કાપિલ એ ત્રણે દર્શનોમા અનેકાંતવાદનો આશ્રય લેવાયો છે, અને તેમ માનીને તેઓ અનેકાંતવાદનુ ખંડન કરતા જ્યારે મીમાંસક દર્શનના શ્લોકવાર્તિક આદિ અને સાંખ્ય–યોગ દર્શનના પરિણામવાદસ્થાપક પ્રાચીન ગ્રંથો જોઈએ છીએ ત્યારે સંદેહ વિના એમ માલુમ પડે છે કે જૈન ગ્રંથોની માફક તે ગ્રંથોમા પણ અનેકાંતદષ્ટિમૂલક વિચારણા છે આમ હોવાથી આ૦ શાંતરક્ષિત જેવા વિવિધ દર્શનાભ્યાસી વિદ્વાનના આ કથનમા અમને જરા પણ સંદેહ લાગતો નથી કે મીમાંસક, જૈન અને કાપિલ એ ત્રણે દર્શનોમા અનેકાંતવાદનુ અવલંબન છે આ૦ શાંતરક્ષિતના આ કથનને સ્વીકારવા છતાંય અને મીમાંસક તેમજ યોગ

ર્શનના ગ્રંથો તપાસતાં જણાય એક વાત એ કહેવાની છે કે અનેકાંતદૃષ્ટિ મીમાંસક અને સાંખ્ય દર્શનમાં હોવા છતાં પણ તે જૈન દર્શનના ગ્રંથોની માફક અતિ સ્પષ્ટ કે વ્યાપક રૂપમાં મળતી નથી જૈન વિચારકોએ જેટલું જોર અને જેટલા વિચાર અનેકાંતદૃષ્ટિના નિરૂપણમાં વાપર્યાં છે તેનો શતાંશ ભાગ પણ જૈનેતર કોઈ પણ ર્શનના વિદ્વાનોએ વાપર્યો નથી આ જ કારણથી જ્યારે કોઈ 'અનેકાંતવાદ' કે સ્યાદ્વાદનો નામોચ્ચાર કરે છે ત્યારે તેને સાંભળનાર વિદ્વાન સહજ ભાવે તેમાં જૈન દર્શનનો ભાવ ગ્રહણ કરે છે આજના ઘણા ખરા વિદ્વાન સામાન્યતઃ એમ સમજે છે કે સ્યાદ્વાદ તો જૈનોનો એક વાદ છે આવી સમજનું કારણ એ છે કે જૈન વિદ્વાનોએ સ્યાદ્વાદના નિરૂપણ અને સમર્થનમાં ઘણા વિસ્તૃત ગ્રંથો લખ્યા છે અનેક યુક્તિઓ તેમાં વાપરી છે અને અનેકાંતવાદરૂપ શસ્ત્રના બળથી તેમણે બીજા દાર્શનિક વિદ્વાનો સાથે કુસ્તી પણ ખેલી છે

આ ચર્ચાથી બે વાત સ્પષ્ટ થાય છે એક તો એ કે ભ૦ મહાવીરે પોતાના ઉપદેશમાં અનેકાંતવાદનો સ્પષ્ટ આશ્રય લીધો તેવો તેમના પૂર્વવર્તી કે સમકાલીન દર્શનપ્રવર્તકોમાંના કોઈએ નથી લીધો બીજી વાત એ છે કે ભ૦ મહાવીરના અનુયાયી જૈન આચાર્યોએ અનેકાંતદૃષ્ટિના નિરૂપણ કે સમર્થનમાં જેટલી શક્તિ વાપરી છે તેટલી બીજા કોઈ દર્શનના અનુગામી આચાર્યોએ વાપરી નથી

## અનેકાંતદૃષ્ટિના મૂળ તત્ત્વો

જ્યારે સમસ્ત જૈન વિચાર અને આચારનો આધાર માત્ર અનેકાંતદૃષ્ટિ છે ત્યારે તો સૌથી પહેલા એ તપાસવુ જોઇએ કે અનેકાંતદૃષ્ટિ કયા તત્ત્વોના આધારે રચાઇ છે વિચાર કરતા તેમજ અનેકાંતદૃષ્ટિના સાહિત્યનુ અવલોકન કરતા એમ માલુમ પડે છે કે અનેકાંતદૃષ્ટિ સત્ય પર રચાયેલી છે જો કે બધા મહાન પુરુષો સત્યને જ પસદ કરે છે અને તેની શોધ તેમજ તેના નિરૂપણમા પોતાના જીવન સમર્પી દે છે તો પણ દરેકની સત્યનિરૂપણની પદ્ધતિ અને સત્યની શોધ એક સરખી હોતી નથી બુદ્ધદેવ જે શૈલીથી સત્યનુ નિરૂપણ કરે છે અથવા શકરાચાર્ય ઉપનિષદોના દોહનદ્વારા સત્યને જે રીતે પ્રકાશિત કરે છે તેનાથી ભ૦ મહાવીરની સત્યપ્રકાશનશૈલી જુદી છે ભ૦ મહાવીરની સત્યપ્રકાશન-શૈલીનુ બીજુ નામ જ ‘અનેકાતવાદ’ છે તેના મૂળમા બે તત્ત્વો છે, (૧) પૂર્ણતા અને (૨) યથાર્થતા જે પૂર્ણ હોય અને પૂર્ણ હોવા છતા પણ યથાર્થ જણાતુ હોય તે જ સત્ય છે

## અનેકાંતની શોધનો ઉદ્દેશ અને તેના પ્રકાશનની શરતો

વસ્તુનુ પૂર્ણરૂપે ત્રિકાલાબાધિત-યથાર્થ દર્શન થવુ કઠણ છે કદાપિ કોઇને તેવુ દર્શન થાય તોપણ શબ્દો દ્વારા તેનુ યથાર્થ સ્વરૂપ પ્રકાશિત કરવુ એ સત્યદ્રષ્ટા અને સત્યવાદીને માટે તેથી પણ વધારે મુશ્કેલ છે કોઇ અલ્પાશે પણ એવુ કઠણ કાર્ય કરવા બહાર પડે તો યે દેશ કાલ પરિસ્થિતિ,

માત્ર અને શૈલી આદિના અનિવાર્ય ભેદોને લઈને એ દરેકના પ્રકાશનમાં કાંઈને કાંઈ વિરોધ યા ભેદ દેખાય એ અનિવાર્ય છે આ તો થઈ પૂર્ણદર્શી અને સત્યવાદી એવા ગણ્યાગાંઠ્યા મનુષ્યોની વાત કે જેમને આપણે માત્ર કલ્પના અને અનુમાન દ્વારા જ સમજી તેમજ માની શકીએ છીએ સાક્ષાત્ અનુભવથી નહિ આપણો અનુભવ તો સાધારણ મનુષ્યો સુધી જ પહોંચી શકે છે સાધારણ મનુષ્યોમાં પણ કેટલાક યથાર્થવાદી હોવા છતાંય અપૂર્ણદર્શી હોય છે આ સ્થિતિમાં યથાર્થવાદિના હોવા છતાંય અપૂર્ણદર્શી હોવાને તેમજ પ્રકાશન કરવાની પૂરી સામગ્રી ન હોવાને કારણે સત્યપ્રિય મનુષ્યોની સમજમાં પણ કોઈ કોઈવાર ફરક પડે છે અને સંસ્કારભેદ તેમાં પારસ્પરિક વ્યૂહ જન્માવે છે એ રીતે પૂર્ણદર્શી અને અપૂર્ણદર્શી એમ સત્યવાદીઓ દ્વારા અંતે ભેદ અને વિરોધની સામગ્રી સ્વયમેવ ઉત્પન્ન થાય છે અથવા બીજા લોકો તેમાંથી એવી સામગ્રી ઉત્પન્ન કરી જ લે છે

આવી વસ્તુસ્થિતિ જોઈને ભ૦ મહાવીરે વિચાર્યું કે એવો કોઈ રસ્તો છે કે જે વડે વસ્તુનું પૂર્ણ કે અપૂર્ણ સત્યદર્શન કરનારને અન્યાય ન થાય અપૂર્ણ અને આપણાથી વિરોધી હોવા છતાં જો બીજાનું દર્શન સત્ય હોય તો તેવી જ રીતે અપૂર્ણ અને બીજાથી વિરોધી હોવા છતાં આપણું દર્શન પણ સત્ય હોઈ શકે આમ બન્નેને ન્યાય મળી શકે તેનો ઉપાય શો? ચિંતનપ્રધાન તપના પરિણામે ભગવાનને અનેકાંતદૃષ્ટિ સૂઝી તેમના સત્યશોધનનો સંકલ્પ

સિદ્ધ થયો, આની રીતે પ્રાપ્ત થયેલ અનેકાન્તદૃષ્ટિની ચાવી-વડે તેમણે વ્યક્તિગત અને સમૂહગત જીવનની વ્યાવહારિક અને પારમાર્થિક સમસ્યાના તાળા ખોલી દીધા અને સમાધાન મેળવ્યુ તે પછી તેમણે જીવનોપયોગી વિચાર અને આચારનુ નિર્માણ કરતી વખતે અનેકાન્તદૃષ્ટિ માટે નીચેની શરતો મૂકી અને તેનુ પાલન કરી તે શરતોનો ઉપદેશ દીધો તે શરતો આ રહી,

(૧) રાગ અને દ્વેષજન્ય સસ્કારોને તાબે ન થવુ-અર્થાત્ તેજસ્વી માધ્યસ્થ્ય ભાવ રાખવો (૨) જ્યાસુધી માધ્યસ્થ્યભાવનો પૂર્ણ વિકાસ ન થાય ત્યા સુધી તે લક્ષ્ય પર ધ્યાન દઇ માત્ર સત્યની જિજ્ઞાસા રાખવી (૩) ગમે તેવા વિરોધી દેખાતા પક્ષથી ગભરાવુ નહિ અને પોતાના પક્ષની માફક તે પક્ષ પર પણ આદરપૂર્વક વિચાર કરવો, આપણા પક્ષ પર પણ વિરોધી પક્ષની માફક તીવ્ર સમાલોચનદૃષ્ટિ રાખવી (૪) પોતાના કે બીજાના અનુભવોમાથી જે જે અશ ઠીક માલુમ પડે-ગમે તો તે વિરોધી કેમ ન હોય તે સર્વનો વિવેકપ્રજ્ઞાથી સમન્વય કરવાની ઉદારતાનો અભ્યાસ કરવો અને અનુભવ વધતા પ્રથમના સમન્વયમા ભૂલ લાગે ત્યારે મિથ્યાભિમાન તજી સુધારો કરવો અને એ જ ક્રમે આગળ વધવુ

અનેકાન્તના સાહિત્યનો વિકાસ

ભગવાન મહાવીરે અનેકાન્તદૃષ્ટિને પોતાના જીવનમા ઉતારી અને તે પછી તેનો ઉપદેશ બીજાઓને આપ્યો તેથી

અને તેની સ્થાપના અને પ્રચારમાં તેમની પાસે અનુભવ-બલ અને તપોબલ પૂરતાં હતાં. પરિણામે તેમના મૂલ ઉપદેશમાંના જે કાંઈ પ્રાચીન અવશેષો આજે મળે છે તે આગમ ગ્રંથોમાં આપણે અનેકાંતદૃષ્ટિ સ્પષ્ટ રૂપે મળે છે પરંતુ તર્કવાદ અને ખંડનમંડનની જટિલ જાળ જે પાછળના સાહિત્યમાં મળે છે તે તેમાં નથી મળતી. એ આગમ ગ્રંથોમાં અનેકાંતદૃષ્ટિનું સરળ સ્વરૂપ અને તેના સંક્ષિપ્ત વિભાગ આપણને નજરે પડે છે પરંતુ ભ૦ મહાવીરની પછી તેમની દૃષ્ટિ પ્રમાણે સંપ્રદાય કાયમ થયો અને તેમનો અનુગામી સમાજ સ્થિર થઈ વધવા લાગ્યો ત્યારે ચારે તરફથી અનેકાંતદૃષ્ટિ પર હુમલા થવા લાગ્યા. મહાવીરના અનુગામી આચાર્યોમાં ત્યાગ અને પ્રજ્ઞા હોવા છતાં પણ મહાવીરની માફક જીવનનો સ્પષ્ટ અનુભવ અને તપ ન હતા તેથી એવા હુમલાથી બચવા માટે નૈયાયિક ગૌતમ અને વાત્સ્યાયનની માફક વાદકથા ઉપરાંત જલ્પ અને વિતંડાનો પણ તેઓએ આશ્રય લીધો. અનેકાંતદૃષ્ટિના જે તત્ત્વો તેમને વારસામાં મળ્યા હતા તેના સંરક્ષણ અર્થે પોતાની શક્તિ અનુસાર તેમણે કોઈવાર વાદ કોઈવાર જલ્પ, અને કોઈવાર વિતંડાનો પણ ઉપયોગ કર્યો પરંતુ તેની સાથે જ તેમણે અનેકાંતદૃષ્ટિને નિર્દોષ પુરવાર કરીને તેનો પ્રચાર કરવાની ભાવનાથી વિદ્વાનોમાં અનેકાંતદૃષ્ટિના અનેક મર્મો પ્રગટ કર્યા અને તેની ઉપયોગિતા સ્થાપન કરી. આ ખંડનમંડન સ્થાપન અને પ્રચારનાં છેલ્લા બે હજાર વર્ષો

દરમિયાન ભ૦ મહાવીરના શિષ્યોએ માત્ર અનેકાંતવિષયક જ એટલા બધા ગ્રંથો લખ્યા છે કે જેનું એ નાનકડું પુસ્તક બનાવી શકાય પૂર્વ-પશ્ચિમ અને દક્ષિણ-ઉત્તર હિંદના બધા ભાગોમાં જુદા જુદા સમયે ઉત્પન્ન થયેલ નાના મોટા આચાર્યોએ અનેક ભાષાઓમાં કેવળ અનેકાંતદૃષ્ટિ અને તેમાથી ફલિત થતા વાદો પર દળદાર તથી પણ કાંઈક વિસ્તૃત, સૂક્ષ્મ અને જટિલ ચર્ચા કરી છે શરૂઆતમા જે સાહિત્ય અનેકાંતદૃષ્ટિના અવલંબન દ્વારા ઉત્પન્ન થયું હતુ તેની જગાએ પાછળનુ સાહિત્ય-ખાસ કરીને તાર્કિક સાહિત્ય-મુખ્યત્વે કરીને અનેકાંતદૃષ્ટિના નિરૂપણ અને તેના પર અન્ય વાદિઓએ કરેલ આક્ષેપોના પરિહાર માટે જ રચાયું આમ સપ્રદાયની રક્ષા અને પ્રચારની ભાવનામાથી અનેકાંતવિષયક સાહિત્યનો જે વિકાસ થયો છે તેનુ વર્ણન કરવા માટે ખાસ એક પુસ્તકની જરૂર છે અહીં તો માત્ર એટલું જ કહી શકાય કે સમતભદ્ર અને સિદ્ધસેન, હરિભદ્ર અને અકલંક, વિદ્યાનંદિ અને પ્રભાચંદ્ર, અભયદેવ અને વાદિદેવસૂરિ તથા હેમચંદ્ર અને યશોવિજયજી આદિ વિચારકોએ અનેકાંતદૃષ્ટિના વિષયમા જે જે લખ્યુ છે તે ભારતીય દાર્શનિક સાહિત્યમા ખાસ કરીને ગૌરવ મેળવે એવુ છે અને તેમાથી વિચારકોને મનન કરવા જેવી ઘણી યોગ્ય સામગ્રી સાંપડે એમ છે

ફલિત વાદો

અનેકાંતદૃષ્ટિ તો એક મૂલ છે તેના ઉપરથી અને તેના આશ્રયથી વિવિધ વાદો તથા ચર્ચાઓનો શાખા પ્રશા

ખાઓની માફક સારો વિસ્તાર થયેલો છે તેમાના બે વાદોની નોંધ લેવા જેવી છે (૧) નયવાદ અને (૨) સપ્તભંગીવાદ અનેકાન્તદૃષ્ટિનો આવિર્ભાવ આધ્યાત્મિક સાધના અને દાર્શનિક પ્રદેશમા થયો તેથી તેનો ઉપયોગ પણ પ્રથમ તો તેમાં જ થાય એ અનિવાર્ય હતુ ભગવાન અને તેમના આચાર્યોની સમક્ષ જે જે વિચાર ધારાઓ ચાલી રહેલી હતી તેનો સમન્વય કરવો એ અનેકાંતદૃષ્ટિ માટે કર્તવ્યરૂપ હતુ આવા ઉપલબ્ધ કાર્યમાથી જ નયવાદની ઉત્પત્તિ થઇ ભારતીય દર્શનના વિકાસ પ્રમાણે જો કે કોઈ કોઇ નયના પહેલા અને પછીના દૃષ્ટાન્તોમા વિકાસ થયો છે તો પણ નયવાદ દર્શનપ્રદેશમા ઉત્પન્ન થયેલો હોવાથી તેના દૃષ્ટાંતો આજ સુધી દાર્શનિક જ રહ્યા છે દરેક નયની વ્યાખ્યા અને તેની ચર્ચાનો વિકાસ થયો છે, પરંતુ તેના દૃષ્ટાંતો તો દાર્શનિક ક્ષેત્રની બહાર ગયા નથી સર્વ ક્ષેત્રને વ્યાપ્ત કરવાની શક્તિ ધરાવનાર અનેકાન્તવાદનો પ્રથમ આવિર્ભાવ કયા ક્ષેત્રમા થયો ? અને હજારો વર્ષ પછી પણ તેની ચર્ચા ક્યા ક્ષેત્ર સુધી પરિમિત છે ? આ વાત સમજવાને માટે ઉપરની એક જ વસ્તુ બસ છે

ભારતીય દર્શનોમા જૈનેતર દર્શનો જે તે સમયે અતિ પ્રસિદ્ધ હતાં અને જે પછીથી પણ પ્રસિદ્ધ થયા તેમા વૈદિક ન્યાય સાખ્ય ઔપનિષદ-વેદાન્ત બૌદ્ધ અને શાબ્દિક -વૈયાકરણ એટલા જ મુખ્ય છે તે દર્શનોને પૂર્ણ સત્ય માનવામા તાત્ત્વિક અને વ્યાવહારિક એમ બંને મુશ્કેલીઓ હતી તેમને સર્વથા અસત્ય કહેવામા સત્યનો ઘાત થતો હતો, એટલે જ તેમની વચ્ચે રહી તેમાથી જ

મધ્યગવેષણાનો માર્ગ સરળ રૂપે લોકોની સમક્ષ મૂકવાનો હતો આનું પરિણામ એ આવ્યું છે કે ઉપલબ્ધ જૈન વાઙ્મયમાં નયવાદના ભેદ પ્રભેદ અને તેના ઉદાહરણો ઉક્ત દર્શનો રૂપે તેમજ તેની વિકસિત શાખાઓરૂપે આજ સુધી મળ્યા કરે છે વિચારની જેટલી પદ્ધતિઓ તે સમયે પ્રચલિત હતી તેનો સમન્વય કરવાનો પ્રયત્ન અનેકાંત દૃષ્ટિએ કર્યો અને તેમાંથી નયવાદ જન્મ્યો કે જેના દ્વારા દાર્શનિક ઝઘડા શાંત કરી શકાય, પરંતુ બીજી બાજુ ધીરજ અને પૂરતી સમજના અભાવે પ્રત્યેક વાક્ય પર પંડિતો લડ્યા કરતા એક પંડિત આત્મા કે બીજી ચીજને 'નિત્ય' કહે તો બીજો તેની સામા ઉભો થઇ તેને 'અનિત્ય' કહેતો તેવીજ રીતે પહેલો પંડિત બીજાની વિરુદ્ધ બોલી ઉઠતો આમ માત્ર નિત્યત્વના જ વિષયમાં નહિ, પરંતુ વાદવિવાદ અને તેના પ્રત્યેક અંશમાં ઝઘડા ચાલી રહ્યા હતા આવી પરિસ્થિતિ જોઇને અનેકાંતદૃષ્ટિવાળા તત્કાલીન આચાર્યોએ તે ઝગડાનો અંત અનેકાંતદૃષ્ટિદ્વારા લાવવાની ઇચ્છા કરી, અને તેમના પ્રયત્નોના પરિણામે 'સપ્તભંગીવાદ' જન્મ્યો અને દૃષ્ટિના પ્રથમ ફલરૂપ નયવાદમાં દર્શનોને સ્થાન મળ્યું અને તેના બીજા ફલરૂપ સપ્તભંગીવાદમાં વસ્તુના વિષયમાં પ્રચલિત વિરોધી કથનો યા વિચારોને સ્થાન મળ્યું પહેલાના વાદમાં સમુચ્ચયરૂપે સર્વ દર્શનો સંગ્રહાયેલા અને બીજામાં દર્શનોના વિરોધી મંતવ્યોનો સમન્વય છે પ્રત્યેક ફલિતવાદની સૂક્ષ્મ ચર્ચા અને તેના ઇતિહાસને અત્ર સ્થાન નથી અને અત્યારે તેટલો અવકાશ પણ નથી, તેમ

છતાં પણ એટલું તો કહેવું જરૂરનું છે કે અનેકાંતદષ્ટિ એ જ ભ૦ મહાવીરની મૂળ દષ્ટિ છે અને તે સ્વતંત્ર દષ્ટિ છે. નયવાદ અને સપ્તભંગીવાદ આદિ તે દષ્ટિના ઐતિહાસિક પરિસ્થિતિ અનુસાર પ્રાસંગિક ફલો માત્ર છે તેથી નય અને સપ્તભંગી આદિ વાદોનું સ્વરૂપ તેમજ તેના ઉદાહરણો આદિ બદલી શકાય પરંતુ અનેકાંતદષ્ટિનું સ્વરૂપ તો એક જ પ્રકારનું રહી શકે છે ભલે કે તેનાં ઉદાહરણો બદલી શકાય.

<u>અનેકાંત દષ્ટિની અસર</u>

જ્યારે અન્ય વિદ્વાનોએ અનેકાંતદષ્ટિને તત્ત્વરૂપે સ્વીકારવાને બદલે સાંપ્રદાયિકવાદ રૂપે ગ્રહણ કરી ત્યારે તેના પ્રતિ ચારે બાજુએથી આક્ષેપોના પ્રહાર થયા બાદરાયણ જેવા સૂત્રકારોએ તો તેના ખંડન માટે સૂત્રો રચ્યા અને એ સૂત્રોના ભાષ્યકારોએ તેના પર ભાષ્યો લખ્યાં વસુબંધુ દિગ્નાગ ધર્મકીર્તિ શાન્તરક્ષિત જેવા મહાન પ્રભાવશાળી બૌદ્ધ વિદ્વાનોએ પણ અનેકાંતવાદની પૂરી ખબર લીધી બીજી બાજુ જૈન વિદ્વાનોએ પણ તેનો પ્રતિકાર-સામનો કીધો આ પ્રચંડ સંઘર્ષણના અનિવાર્ય પરિણામરૂપે અનેકાંતદષ્ટિનો તર્કબદ્ધ વિકાસ થયો અને તેનો પ્રભાવ અન્ય વિરોધી સાંપ્રદાયિક વિદ્વાનો પર પણ પડ્યો પ્રચંડ દિગંબરાચાર્યો અને પ્રકાંડ મીમાંસક તેમજ વેદાંતી વિદ્વાનો વચ્ચે દક્ષિણ હિંદમાં જે શાસ્ત્રાર્થનું દ્વંદ્વ યુદ્ધ થયું તેનું પરિણામ એ આવ્યું કે અનેકાંતદષ્ટિ જ અમર વધારે

પાપક બની અને તે એટલે સુધી કે રામાનુજ જેવા જૈન તત્ત્વના વિરોધી એવા પ્રખર આચાર્યોએ શંકરાચાર્યના માયાવાદની વિરુદ્ધ પોતાના મતસ્થાપન સમયે આશ્રય તો સ્વમાન્ય ઉપનિષદોનો લીધો, પરંતુ તેમાંથી વિશિષ્ટા દ્વૈતનું નિરૂપણ કરતી વખતે અનેકાંતદૃષ્ટિનો ઉપયોગ કર્યો અર્થાત્ રામાનુજે પોતાની શૈલીથી અનેકાંતદૃષ્ટિને વિશિષ્ટાદ્વૈતની ઘટનામાં પરિણત કરી એને ઉપનિષ તત્ત્વોનો જામો પહેરાવી અનેકાંતદૃષ્ટિમાંથી વિશિષ્ટાદ્વૈતવાદ ખડો કરી અનેકાંતદૃષ્ટિ પ્રતિ આકર્ષાયેલી જનતાને વેદાંત માર્ગ પર સ્થિર કરી પુષ્ટિમાર્ગના પુરસ્કર્તા વલ્લભ જે દક્ષિણ હિંદમાં થયા તેના શુદ્ધાદ્વૈતવિષયક સર્વ તત્ત્વો તો ઔપનિષદિક છે, પરંતુ તેની સર્વ વિચારસરણી અનેકાંત-દૃષ્ટિનો નવા વેદાંતી સ્વાંગ છે બીજી બાજુ ઉત્તર અને પશ્ચિમ હિંદમાં બીજા વિદ્વાનો સામે શ્વેતાંબરીય મહાન વિદ્વાનોનું પણ દ્વન્દ્વ થયું અને તેના ફળરૂપે પણ અનેકાંતવાદની અસર જનતામાં પ્રસરી અને મધ્ય પ્રાંતિક ક્રમે અનેકાંતવાદનો વિરોધ કરનારાઓએ જાણ્યે અજાણ્યે પણ અનેકાંતદૃષ્ટિને અપનાવી આમ વાદરૂપે અનેકાંતદૃષ્ટિ આજ સુધી જૈનોની જ રહી છે તેમ છતાં પણ તેની અસર કોઈને કોઈ રૂપે–અહિંસાની માફક વિકૃત યા અર્ધવિકૃતરૂપે હિંદના દરેક ભાગમાં ફેલાઈ છે જેની સાબીતી હિંદના સર્વ ભાગોના સાહિત્યમાંથી મળી શકે છે

વ્યવહારમાં અનેકાંતનો ઉપયોગ ન કરવાનું પરિણામ

જે સમયે રાજકીય ક્રાંતિનું અનિષ્ટ પરિણામ સ્થાયી-

આ પણ એટલું તો કહેવું જરૂરનું છે કે અનેકાતદ
એ જ ભ૦ મહાવીરની મૂળ દૃષ્ટિ છે અને તે સ્વતન્ત્ર દૃ
છે નયવાદ અને સપ્તભંગીવાદ આદિ તે દૃષ્ટિના ઐતિહાસિ
પરિસ્થિતિ અનુસાર પ્રાસંગિક ફલો માત્ર છે તેથ
નય અને સપ્તભંગી આદિ વાદોનું સ્વરૂપ સમજ તેના
ઉદાહરણો આદિ બની શકાય પણ અનેકાંતદૃષ્ટિનુ
સ્વરૂપ તો એક જ પ્રમાણુ ગ્રહી શકે છે જો કે તેના
ઉદાહરણો વહલી વગર

## અનેકાંત દૃષ્ટિની અસર

જ્યારે અન્ય વિદ્વાનોએ અનેકાંતદૃષ્ટિને તત્ત્વરૂપે સ્વીકારવાને બદલે સાંપ્રદાયિકવાદ રૂપે ગ્રહણ કરી ત્યારે તેના પ્રતિ ચારે બાજુએથી આક્ષેપોના પ્રહાર થવા માંડ્યા. બાદરાયણ જેવા સૂત્રકારોએ તો તેના ખંડન માટે સૂત્રો રચ્યા અને એ સૂત્રોના ભાષ્યકારોએ તેના પર ભાષ્યો લખ્યા. વસુબંધુ દિગ્નાગ ધર્મકીર્તિ શાંતરક્ષિત જેવા મહાન પ્રભાવશાળી બૌદ્ધ વિદ્વાનોએ પણ અનેકાંતવાદની પૂરી ખબર લીધી. બીજી બાજુ જૈન વિદ્વાનોએ પણ તેનો પ્રતિકાર-સામનો કીધો. આ પ્રચંડ સંઘર્ષણના અનિવાર્ય પરિણામરૂપે અનેકાંતદૃષ્ટિનો તર્કબદ્ધ વિકાસ થયો અને તેનો પ્રભાવ અન્ય વિરોધી સાંપ્રદાયિક વિદ્વાનો પર પણ પડ્યો. પ્રચંડ દિગમ્બરાચાર્યો અને પ્રકાંડ મીમાંસક તેમજ વેદાન્તી વિદ્વાનો વચ્ચે દક્ષિણ હિંદમાં જે શાસ્ત્રાર્થનું દ્વન્દ્વ યુદ્ધ થયું તેનું પરિણામ એ આવ્યું કે અનેકાંતદૃષ્ટિની જ અસર વધારે

વ્યાપક બની અને તે એટલે સુધી કે રામાનુજ જેવા જૈન તત્ત્વના વિરોધી એવા પ્રખર આચાર્યોએ શંકરાચાર્યના માયાવાદની વિરુદ્ધ પોતાના મતસ્થાપન સમયે આશ્રય તો સમાન્ય ઉપનિષદોનો લીધો પરંતુ તેમાથી વિશિષ્ટાદ્વૈતનુ નિરૂપણ કરતી વખતે અનેકાંતદૃષ્ટિનો ઉપયોગ કર્યો અર્થાત્ રામાનુજે પોતાની શૈલીથી અનેકાંતદૃષ્ટિને વિશિષ્ટાદ્વૈતની ઘટનામા પરિણત કરી અને ઉપનિષદ તત્ત્વોનો જાણે પહેરાની અનેકાંતદૃષ્ટિમાથી વિશિષ્ટાદ્વૈતવાદ ખડો કરી અનેકાંતદૃષ્ટિ પ્રતિ આકર્ષાયેલી જનતાને વેદાંત માર્ગ પર સ્થિર કરી પુષ્ટિમાર્ગના પુરસ્કર્તા વલ્લભ જે દક્ષિણ હિંદમા થયા તેના શુદ્ધાદ્વૈતવિષયક સર્વ તત્ત્વો તો ઔપનિષદિક છે, પરંતુ તેની સર્વ વિચારસરણી અનેકાંત-દૃષ્ટિનો નવો વેદાંતી સ્વાંગ છે બીજી બાજુ ઉત્તર અને પશ્ચિમ હિંદમા બીજા વિદ્વાનો સામે શ્વેતાંબરીય મહાન વિદ્વાનોનુ પણ દ્વન્દ્વ થયુ અને તેના ફલરૂપે પણ અને તેના ની અમર જનતામાં પ્રસરી અને માધ્વાદિક જેવ અનેકાંતવાદનો વિરોધ કરનારાઓએ જાણે અજાણે પણ અનેકાંતદૃષ્ટિને અપનાવી આમ વા રૂપે અનેકાંતદૃષ્ટિ આજ સુધી જૈનોની જ રહી છે તેમ છતા પણ તેની અમર કોઈને કોઈ રૂપે—અહિંસાની માફક વિકૃત યા અર્ધવિકૃતરૂપે હિંદના દરેક ભાગમાં ફેલાઈ છે જેની સાબીતી હિંદના સર્વ ભાગોના સાહિત્યમાંથી મળી શકે છે

<u>વ્યવહારમા અનેકાંતનો ઉપયોગ ન કરવાનુ પરિણામ</u>

જે સમયે રાજકીય ક્રાંતિનુ અનિષ્ટ પરિણામ સ્થાયી

રૂપે ધ્યાનમાં આવ્યું ન હતું સામાજિક બદીઓ આજની
માફક ખટકતી ન હતી ઔદ્યોગિક અને ખેતીની સ્થિતિ
આજની માફક અસ્ત વ્યસ્ત ન હતી સમજપૂર્વક યા
સમજ્યા વિના પણ લોકો પોતાની સ્થિતિ પર સંતુષ્ટ હતા
અને જ્યારે અસંતોષનો દાવાનળ આજની માફક ચારે બાજુ
વ્યાપક બનેલો ન હતો ત્યારે આધ્યાત્મિક સાધનામાંથી
ઉત્પન્ન થયેલ અનેકાંતદૃષ્ટિએ કેવળ દાર્શનિક પ્રદેશોમાં -
માન ચર્ચા તેમજ વાદવિવાદનો વિષય બની જીવ
જુદો રહેવા છતાં પણ પોતાનું અસ્તિત્વ ટકાવ્યું મ
પ્રતિષ્ઠા પણ મેળવી જે સર્વ તે સમય માટે બરાબર હ
પરંતુ આજે એ સ્થિતિ પલટાઈ છે દુનિયાના ગમે
ધર્મના તત્ત્વો ભલે ગંભીર હોય પરંતુ જો તે મા
ધર્મની સંસ્થાઓ તેના પંડિતો અને ધર્મગુરુઓના પ્રવચને
સુધીમાં જ પરિમિત–સંકુચિત રહેશે તો આ વૈજ્ઞાનિ
પ્રભાવવાળા યુગમાં તેની કદર પુરાણી ગરથી વધારે
નથી જ થવાની અનેકાંતદૃષ્ટિ તથા તેની આધારભૂત અહિંસા
એ બે તત્ત્વો મહાનમાં મહાન છે તેના પ્રભાવ અને પ્રતિષ્ઠા
જમાવવામાં જૈન સંપ્રદાયનો ભારે હિસ્સો પણ છે પરંતુ
આ વીસમી સદીના ગહન ગંભીર અને સામાજિક જીવનમાં
તે તત્ત્વોથી જો કંઈ ફાયદો ન થાય તો મંદિર મઠ કે
ઉપાશ્રયમાં હજારો પંડિતો દ્વારા કોલાહલ મચાવવા છતાં પણ
તેને કોઈ પૂછનાર પણ નથી એ નિઃસંશય વાત છે જૈન
લિંગધારી સેંકડો ધર્મગુરુઓ અને સેંકડો પંડિતો
અનેકાંતના વાદ તો નિરંતર પીંખ્યા કરે છે અને અહિંસાની

સૂક્ષ્મ ચર્ચાઓ કરી લોહી સૂકાવે છે તેમજ માથાફોડ કરે છે, તેમ છતા પણ લોકો પોતાની સ્થિતિના સમાધાન માટે તેમની પાસે નથી જ જતા કોઇ યુવક તેમની પાસે પહોચી જાય અને તેને પૂછે કે 'આપની પાસે જ્યારે સમાધાનગારી અનેકાતદૃષ્ટિ અને અનેગત તત્ત્વ મોજુદ છે ત્યાર આપ બીજાઓ -જૈનેતરોની માફક માહોમાંહિ તકરાર શા માટે કરો છો ? મંદિર, તીર્થ ધાર્મિક અને સામાજિક રીતરીવાજો જેમો-વેશ કેટલો અને કેમ રાખવો ? હાથમા શુ અને કેમ પકડવુ ? આદિ છોકરમત વાતોને માટે આપ માહોમાંહે કેમ ઝઘડો છો ? શુ આપનો અનેકાતવાદ એ વિષયમા કોઇ માર્ગ કાઢી આપતો નથી ? શુ આપના અનેકાતવાદ અને અહિંમા તત્ત્વમા પ્રીવીકાઉન્સીલ હાઇકોર્ટ અથવા મામુલી અદાલત જેટલી પણ સમાધાનકારક શક્તિ નથી ? શુ આપની અહિંસા આપણી સૂક્ષ્મ ચર્ચાને માટે મારા મારી કરવામા અને અહિંસાની ઉપેક્ષા કરવામા અયોગ્યતા નથી દર્શાવતી ? અમારી રાજકીય અને સામાજિક અવનતિને ઉન્નતિમા લઇ જવાની શક્તિ શુ આ બે તત્ત્વમા નથી ? જો આ સર્વ પ્રશ્નોના સરળ અને સમાધાનકારક ઉત્તર આપ 'હા' મા ના આપી શકો તો આપની પાસે આવીને અમે શુ કરવાના ? અમારા જીવનમા તો ડગલે અને પગલે અનેક મુશ્કેલીઓ આવ્યા કરે છે તેને પહોચી વળ્યા વિના જો અમે હાથમા પોથી રાખી કથચિત્ એકાનેક, કથચિત્ ભેદાભેદ અને કથચિત્ નિત્યાનિત્યનુ ખાલી નાડુ પકડી રાખીએ તો અમને શો લાભ થાય ? તથા

અમારા વ્યાવહારિક તેમજ આધ્યાત્મિક જીવનમા શો ફેર પડે ? આ સઘળા પ્રશ્નો સ્વાભાવિક છે પરંતુ તેનો ઉત્તર આજે તેમની પાસેથી મળવો અસભવિત છે

એમા સદેહ નથી કે અહિંસા અને અનેકાંતની ચર્ચા વાળી પોથીઓની એ પોથીઓના ભડારોની, તેના રચનારના નામોની તથા તેના રચનારસ્થાનની એટલી બધી પૂજા થાય છે કે તેમા માત્ર પુષ્પ જ નહિ પણ સોના ચાદી અને ઝવેરાતના પણ ઢગલા થઇ જાય છે તો પણ તે પૂજા કરનાર અને કરાવનારના જીવન બીજા સામાન્ય માણસની માફક પામર જ દેખાય છે, બીજી તરફ નજર કરતા અમને સ્પષ્ટ દેખાય છે કે હિંસાની સાપેક્ષ રચના કરનાર ગાધીજીના અહિંસા તત્ત્વ તરફ આખી દુનીઆ જોઈ રહી છે અને તેમના સમન્વયશીલ વહેવારના કારણે તેમના પ્રતિપક્ષો પણ આશ્ચર્ય પામે છે ભ૦ મહાવીરની અહિંસા અને અનેકાતની દાંડી પીટનારા તરફ કોઈ બુદ્ધિમાન આખ પણ ફરકાવતા નથી જ્યારે ગાધીજીની તરફ આખો વિચારશીલ વર્ગ ધ્યાન આપી રહ્યો છે આ તફાવતનુ કારણ શુ ? આ સવાલના જવાબમા જ બધુ આવી જાય છે

હવે કેવો ઉપયોગ થવો જોઇએ ?

અનેકાતદૃષ્ટિ જો આધ્યાત્મિક માર્ગમા સફળ થઈ શકે અને અહિંસાનો સિદ્ધાન્ત જો આધ્યાત્મિક કલ્યાણનુ સાધન થઇ શકે તો એમ માનવુ જોઇએ કે એ બન્ને તત્ત્વ વ્યાવહારિક જીવનના પણ કલ્યાણકારક સાધન અવશ્ય થઇ

શો, કારણ કે જીવન વ્યાવહારિક હોય કે આધ્યાત્મિક, પરંતુ તેની શુદ્ધિના સ્વરૂપમા ભિન્નતા નથી હોતી અને આપણે માનીએ છીએ કે જીવનની શુદ્ધિ અનેકાતદૃષ્ટિ અને અહિંસા સિવાય બીજે પ્રકારે થઇ શકતી નથી એથી જ આપણે આધ્યાત્મિક કે વ્યાવહારિક ગમે તે જીવન પસંદ કરીએ તો પણ જો તેને ઉચ્ચ બનાવવુ હોય તો તે જીવનના પ્રત્યેક ક્ષેત્રમા અનેકાતદૃષ્ટિ અને અહિંસા તત્ત્વને વિચારપૂર્વક લાગુ પાડવા જોઇએ જેઓ વ્યાવહારિક જીવનમા આ બે તત્ત્વોના પ્રયોગ શક્ય માનતા નથી તેમને કહેવાતા આધ્યાત્મિક જીવનને અથવા પશુજીવનને ધારણ કરવુ જોઇએ આ દલીલના ફળ રૂપે છેલ્લો પ્રશ્ન એ છે કે આ સમયે આ બે તત્ત્વોનો ઉપયોગ વ્યાવહારિક જીવનમા કેમ કરી શકાય ? તેના ઉત્તરમા જ અનેકાંતવાદની મર્યાદા છે

જૈન સમાજના વ્યાવહારિક જીવનની કેટલીક સમસ્યાઓ આ છે —

૧ આખા વિશ્વની સાથે જૈનધર્મનો અમલી મેળ કેટલો અને કેવા પ્રકારે થઇ શકે છે ?

૨ રાષ્ટ્રીય અવનતિ કે ઉન્નતિના સમયે જૈનધર્મ કેવો વહેવાર રાખવાની છૂટ આપે છે ?

૩ સામાજિક અને સાંપ્રદાયિક ભેદો તથા ફાટફૂટોને મટાડવાની જૈનધર્મમા કેટલી શક્તિ છે ?

જો આ સમસ્યાઓનો ઉકેલ કરવા માટે અનેકાત-દૃષ્ટિ તથા અહિંસાનો ઉપયોગ થઇ શકે તો તે ઉપયોગ જ

એ બે તત્ત્વોની પ્રાણપૂજા છે અને જો એવો ઉપયોગ ન થઈ શકે તો એ બે તત્ત્વોની પૂજા એ માત્ર મૂર્તિપૂજા અથવા તો માત્ર શબ્દપૂજા જ હોઈ શકે, પરંતુ જ્યાં સુધી મેં ઊંડો વિચાર કર્યો છે ત્યાં સુધી મને સ્પષ્ટ માલૂમ પડ્યું છે કે ઉપરના તો જ નહિ પણ બીજા એવા અનેક પ્રશ્નોના વ્યાવહારિક ખુલાસા જો બુદ્ધિ હોય તો અનેકાંત દૃષ્ટિ અને અહિંસાના સિદ્ધાન્તદ્વારા શોધી શકાય તેમ છે દા૦ ત૦ જૈનધર્મ પ્રવૃત્તિમાર્ગ છે કે નિવૃત્તિમાર્ગ છે? આ પ્રશ્નનો ઉત્તર અનેકાન્તદૃષ્ટિની યોજના દ્વારા શાસ્ત્રીય કાર્યની અપેક્ષાએ એમ આપી શકાય કે જૈનધર્મ પ્રવૃત્તિ નિવૃત્તિ એ બન્ને માર્ગાવલમ્બી છે દરેક ક્ષેત્રમાં જ્યાં સેવાનો પ્રસંગ હોય ત્યાં અર્પણની પ્રવૃત્તિનો આદેશ કરવાને માટે જૈનધર્મ પ્રવૃત્તિગામી છે અને જ્યાં ભોગવૃત્તિનો પ્રસંગ હોય ત્યાં નિવૃત્તિનો આદેશ કરવાને કારણે તે નિવૃત્તિગામી પણ છ પરંતુ જેમ આજ દેખાય છે તેમ ભોગમા અર્થાત્ બીજાઓની પાસેથી સગવડ ગ્રહણ કરવામાં પ્રવૃત્તિ કરવી અને ત્યાગમા અર્થાત્ બીજાઓને આપણી સગવડ આપવા નિવૃત્તિ ધારણ કરવી તે અનેકાંત તથા અહિંસાનું વિકૃતરૂપ અથવા તેનો સ્પષ્ટ ભંગ છે શ્વેતામ્બરીય અને દિગમ્બરીય ઝઘડામાંથી કોઈ કોઈ લઈ એ ઉપર અનેકાંતદૃષ્ટિ લાગુ પાડવી જોઈએ નગ્નત્વ અને વસ્ત્રધારણના વિષયમાં તથા સ્ત્રીના મોક્ષના સંભવ અસંભવના વિષયમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ બે નયોનો બરાબર તેમ થઈ શકે છે જૈનત્વ અર્થાત્ વીતરાગત્વ એ તો દ્રવ્ય

અમાન્ય છે અને મમત્વ તથા વસ્ત્રધારણ તેમજ નગ્નત્વ તથા ક્ષેત્રધારણનું વિવિધ સ્વરૂપ એ સર્વ પર્યાય-વિશેષ છે જૈન દર્શન શાશ્વત છે, પરંતુ તેના ઉક્ત પર્યાય સર્વ અશાશ્વત તથા અવ્યાપક છે પ્રત્યેક પર્યાય જો અસંબદ્ધ-દ્રવ્યબાધક ન હોય તો તે સત્ય છે, અન્યથા સર્વ અસત્ય છે તેવી જ રીતે જીવનશુદ્ધિ એ દ્રવ્ય છે અને સ્ત્રીત્વ તેમજ પુરુષત્વ એ બે પર્યાય છે આ જ વાત તીર્થના તેમજ મન્દિરના હકોના વિષયમાં સમજવી જોઇએ ખાન, પાન અને ફિરકાના વિષયમાં એવાએ ભંગીનો ઉપયોગ કરવાથી ઝઘડા મટવા જોઇએ ઉત્કર્ષના સર્વ પ્રસંગોમાં એકત્ર થવું અને અપકર્ષના પ્રસંગોમાં સહભાગ ન આપવો, એ જ પ્રકારે વૃદ્ધલગ્ન, અનેક પત્નિમરણ પુર્નવિવાહ જેવા વિવાદવાળા વિષયોમાં પણ કથંચિત્ વિધેય અવિધેયની ભંગીનો ઉપયોગ કર્યા વિના સમાજ એક રૂપે જીવિત ન રહી શકે

ગમે તે પ્રકારે વિચાર કરીએ તો આજની પરિસ્થિતિમાં એ તો નક્કી છે કે જેમ સિદ્ધસેન, સમન્તભદ્ર આદિ પૂર્વાચાર્યોએ પોતાના સમયના વિવાદાસ્પદ પક્ષ, પ્રતિપક્ષ ઉપર અનેકાન્ત તથા તેમાંથી પરિણમેલ નય આદિ વાદોનો પ્રયોગ કર્યો તેમ આજે પણ ઉપસ્થિત પ્રશ્નો ઉપર તેનો જ પ્રયોગ કરવો જોઇએ જો આપણે તેમ કરવા તૈયાર ન થઇએ તો ઉત્કર્ષની અભિલાષા રાખવાનો આપણને કાંઇ હક્ક નથી

અનેકાંતની મર્યાદા એટલી વિસ્તૃત અને વ્યાપક છે કે તે દ્વારા સર્વ વિષયો પર પ્રકાશ પાડી શકાય છે, તેથી

એમ ભય રાખવાનુ મરણુ નથી કે પૂર્વાચાર્યોએ પ્રસ્તુત વ્યાવહારિક વિષયો પર ચર્ચા કરી નથી તો પછી તે કેમ કરી શકાય? શુ એ ઉચિત સમજાશે કે જ્યારે એક તરફ સમાજમા ઐક્યની જરૂર હોવા છતાં પણ તે નાની નાની જ્ઞાતિઓ અને તડોમા વ્હેચાઇ બરબાદ થાય છે બીજી બાજુ વિદ્યા અને ઉદ્યોગની જીવનપ્રદ સસ્થાઓમા બલ દેવાને બદલે ધન બુદ્ધિ અને સમયનો સઘળો ઉપયોગ તીર્થોના ઝઘડાઓમા સમાજ કરી રહ્યો છે ત્રીજી બાજુ જે વિધવાઓમા સયમ પાળવાની શક્તિ નથી તેમના પર બલાત્કારથી સયમનો બોજો સમાજ લાદી રહ્યો છે અને જેઓનામાં સયમ પાળવાની અને વિદ્યાગ્રહણ કરવાની શક્તિ છે તે વિધવાઓને માટે કોઈ જાતનો પ્રબધ પણ નથી? આ પરિસ્થિતિમા સમાજના ક વાણુની અભિલાષા કેમ રાખી શકાય? અને જ્યારે અમારા જેવા પડિતો સન્મતિતર્ક,આસમીમાસા,અનેકાત અને નયવાદના વિષયના શાસ્ત્રાર્થ કરવામા દિવસ ગત માથાફોડ કર્યા કરે ત્યારે? જેમનામા વ્યવહારબુદ્ધિ હશે અને જેની પ્રજ્ઞા—ધ્યાન અને વિવેક જાગૃત હશે તે તો એમજ કહેશે કે અનેકાંતની મર્યાદામાંથી એક સમયે આસમીમાસા અને સન્મતિ આદિનો જન્મ થયો હતો તેમજ તેની મર્યાદામાથી આજે 'સમાજમીમાસા' અને 'સમાજતર્ક' નો જન્મ થવો જોઇએ અને તેના દ્વારા અનેકાતના ઇતિહાસનું એક ઉપયોગી પાનુ લખાવુ જોઇએ

(હિદી માસિક અનેકાતમાથી)

